

# ગુર્જરી માતાને ચરણે

( રા. કુસુમાકરનું એક ક્ષુદ્ર કાવ્ય. )

પ્રકાશક
કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા.
મંત્રી—"પટેલબન્ધુ"

# ગુર્જરી માતાને ચરણે

( લાવણીનો લય. )

ગુર્જરી કરમાતી તું અકાલ,
મંદ તુજ પડતો પુણ્ય-પ્રભાવ.
તુજ પૂજાનાં રસિયે હૈયે નહિ એછા ઉર-ભાવ,
ઉંડા ઉંડા હેતજ માટે આંખે અશ્રુસ્રાવ,
માત તુજ હાય! હાલ શાં હોલ,
અરે મુજ દિવ્ય ભૂમિ સુરસાલ. ગુર્જરી૦

ક્યાં તુજ કુંજ નિકુંજે પેલા કોયલના લલકાર?
નરસિંહ, મીરાં, પ્રેમાનંદની વીણાની રસધાર!
રહ્યા એ અણછેડેલા તાર,
નિરખી વહે આંસુની ધાર. ગુર્જરી૦

પ્રેમ-શૌર્યના પૂજક નર્મદ મર્દની ક્યાં વીર-હાક?
આજેય પડઘો તેનો ના શ્રવણે પડતો હાક!
બંધ એ થયા વીર-પોકાર,
હવામાં ઉડી ગયા રણકાર. ગુર્જરી૦

બંગ-સુન્દરી બહિની ત્હારી કરે લલિત સુવિલાસ,
સરસ્વતીનાં મંદિરે ત્યાં મચી રહ્યો ઉલ્લાસ,

પુષ્પ લઇ ઉભો સન્તનો સાથ,
પૂજવા પ્રેમથી શારદ માત. ગુર્જરી૦

પુણ્ય ઝરંતી રસ–ગીતાના ક્યાં ગાનાર રવીન્દ્ર ?
આર્યજીવનનું પુનરુદ્દીપન કરતો શું અરવિન્દ !

આજ ક્યાં વિજ્ઞાની જગદીશ,
રાયને એવા જ્ઞાન–પ્રદીપ ? ગુર્જરી૦

છટાભર્યાં વકતૃત્વે બાપુ સુરેન્દ્રશ્રી સોહંત,
વીર–ગર્જના કરતો ક્યાં જઈ શોધું કેસરી–સંત ?
માડી તુજ બાગે ક્યાં બુલબુલ,
સરોજીનિ સરિખડું અણમૂલ ? ગુર્જરી૦

ધર્મમૂર્તિ ને સત્યવીર હા ! યુગનેતા વિપિન,
લોકોત્તર જીવન જીવતો શુભ દેશભક્તિમાં લીન !

ઘડાયાં જેથી અસ્થિ ને ચર્મ,
પુજા એ માની એ યુગ–ધર્મ. ગુર્જરી૦

સ્વર્ગથી દેવ ફિરસ્તા ઉતર્યા ધરી માનવી રૂપ,
જ્ઞાન–રશ્મિથી શું ઝળહળતા, તેજઅંબાર અનુપ !

વૃદ્ધનર ક્યાં છે મુઝુમદાર,
અને ઇતિહાસરસિક સરકાર ?

વળી ક્યાં બારીસાલના સંત,
પ્રભુના પ્રેમી-બાલ બલવન્ત? ગુર્જરી૦

વળી ક્યાં જગ્ શોધું લલિત કલાના રસમાં ભીંજવનાર,
સંગીત રાગીય ચિત્ત કલાને રસિયા દીપવનાર?
માડી! તુજ કુદરત ક્રીડાગાર,
હશે મહીં ક્યારે એ રમનાર? ગુર્જરી૦

જગત-ચોકની મધ્યે રોપ્યો સત્યધર્મનો ધ્વજ,
સ્વર્ગથી આશીષ દેતા ઉભા હિન્દહિતાર્થે સજ્જ,
સ્વામી નર-રત્ન વિવેકાનંદ,
રામકૃષ્ણજી પરમ-આનંદ. ગુર્જરી૦

કીર્તિશેષ યશશેષજ બંકીમ સમાં રત્ન ગુણવાન,
મહર્ષિ, કેશવ, રામમોહન, દત્ત બંગ સંતાન,
કીર્તિની પ્રભા એની ત્યાં એ,
યશોજ્જવલ રત્નો બહુ હજી છે. ગુર્જરી૦

રગદોળાતું દરિદ્રતામાં સાન્નિધ્યે મહારાષ્ટ્ર,
પણ ના સૂક્ષ્મ વિભૂતિમાં એ દરિદ્ર કે કંગાલ,
બુદ્ધિધન પરાંજપે રઘુનાથ,
ત્યાગી વીરમલ્લ કંઇ એની સાથ! ગુર્જરી૦

આત્મ-ભોગની રસ-સમૃદ્ધિથી શા એ નર શોભંત!
શિશુ-વાટિકામાં એ છુટે હસ્તે બીજ વેરંત,
અમુલખ વિદ્યાનાં અણમૂલ,
આંકિયે વિદ્યાનાં શાં મૂલ? ગુર્જરી૦

સંગમાશ્રમે સંત વિરાજે જ્ઞાનતણા ભંડાર,
દીપંતાં શું બ્રહ્મવર્ચસે ઋષિજીવન જીવનાર!
વિહરતા પુસ્તકને ઉદ્યાન,
કરે એ પરિમલનાં રસ-પાન. ગુર્જરી૦

ગૂઢ મૌનમાં ઉભું અહિંયાં એક ભુવન શું પ્રશાન્ત,
એક મહા નરની વિભૂતિનું જ્વલન્ત એ દૃષ્ટાન્ત!
સ્મૃતિ કંઇ પુણ્ય-ભરી ઝબકંત,
હૃદયમાં ઘડીભર મીઠી રમંત. ગુર્જરી૦

સ્મૃતિ રહી એ સવિતાદ્યુતિની અસ્ત થયો માર્તણ્ડ,
ગોપાલે મુક્યું કંઈ પાછળ ધુમતું તારક-વૃન્દ!
ભારતિ સેવામાં મસ્તાન,
સંતજન કંઇ કંઇ વિદ્વાન. ગુર્જરી૦

દુર્ભાગી મુજ દેશની માંહી કંઇ રમણી રીબાય,
કુંળી કુમળી કુસુમ-કળીઓ કંઇ કંઈ હા! ચગદાય,
નહિ વિદ્યાજળ કંઈ સિંચાય,
ધુળમાં પુષ્પો રગદોળાય,

સુન્દરી પામે ના સન્માન,
ઘટ્યાં હા ! મહિલાકેરાં માન ! ગુર્જરી૦

વળી વિશેષ વિંધાયે વિધવાજનના મૃદુલાં ઉર,
અળખામણું નિજ જીવન ઘસડે રૂઢિ-ઇન્દ્રનો ક્રૂર,
વળ્યાં વિંટળાઇ હાય ! ચોપાસ,
ફરંતાં હૈયાં કંઇક હતાશ. ગુર્જરી૦

આર્તપોકાર સુણી ત્યાં ધાયા કર્વે ઘોંડું પંત,
જોગવતા, જીવનતપ તપતા, નિર્મળ ઉરના સંત, -
સુન્દરીહિતાર્થ શારદ-પીઠ,
યોજીને કર્યું એમનું ઇષ્ટ. ગુર્જરી૦

એક મહાન વિભૂતિ અહિયાં દેવ-અવતાર મનાય,
લોકહૃદયમાં દૃઢ ભક્તિ વસી એમની પૂજા થાય,
ધન્ય એ પ્રાતઃકાલનું નામ,
વૃદ્ધ નર ઘુમતા પૂર દમામ. ગુર્જરી૦

મહાન ને મહાભાગ મહાશય ન્યાયમૂર્તિ તેલંગ,
વીરબાળક તેનો નિરખી કંઈ પુણ્યસ્મરણ ઝબકંત,
વિનીત પણ સમર્થ સમર્થ વીર,
સાથમાં ચંદાવરકર ધીર. ગુર્જરી૦

રમાબાઇએ રજુ કર્યું શુભ ચિત્ર ખોલી ઉર-દ્વાર,
ઉન્નત ભાવભર્યું કલ્યાણક સાધીને સહચાર,
એમના પૂણ્યોજ્જ્વલ પતિદેવ,
રહ્યું હા! સ્મરણ એનું અવશેષ! ગુર્જરી૦

મંદાકિની અહિં દેશ–ભક્તિની ખળખળ વ્હેતી જાય,
કંઇક આતમ એ પૂણ્યોદકનાં અમૃતમાં ભીંજાય,
રમ્ય એ ભૂમિ, રમ્ય સંતાન,
સ્વર્ગની ફુલ–વાડી ય સમાન. ગુર્જરી૦

વીર પરાક્રમી પૂર્વજનો અહિં શૌર્યભર્યો ઇતિહાસ,
પૃષ્ઠ પડયાં ખુલ્લાં કંઈ તેનાં થતો શું દષ્ટિ–વિલાસ!
સિંહગઢ સિંહસૂતનો દુર્ગ,
નિરખિ લોહ ઉછળે ઉર. ગુર્જરી૦

પંજાબી લાલાઓ વીરમલ્લ વક્ષસૂનો શું ભરાવ,
પ્રચંડ ભુજને ચપલ નેત્ર હા! મર્દાની શું સ્વભાવ!
આખુંયે અંગ ભર્યું પરિપુષ્ટ,
આંખનાં તેજમહીં પૌરુષ. ગુર્જરી૦

નાજુક નમ્રવિનમ્ર સ્વભાવે અદુકસમાં તુજ બાલ,
તન–વૈભવ સંપત્તિ આરોગ્યની અનહદ મા! કંગાલ,

માજી! ક્યાં ત્હારા બટુક કુમાર,
અને ક્યાં મર્દપાદ-સંચાર? ગુર્જરી૦

વીરજનોની ભૂમિ નથી મા! સૂક્ષ્મ સંપત્તિ હીણ,
વિલાસી વિધાનાને સહૃદય કંઈ પંજાબી વીર,
માજી! ત્યાં કંઈક ભારતિ-ભક્ત,
દેશહિતમાંજ બન્યા અનુરક્ત. ગુર્જરી૦

એક મર્દના મુખમાંથી શું છુટે વાણીનો ધોધ,
ઉછળે અવિરત એ ત્યાં, થાતો આત્મ શું ડામાડોળ!
માજી! હલમલી જતું શું ઉર,
ઉછળાતું દેશભક્તિનું પુર! ગુર્જરી૦

પંજાબી નર-કેસરી ઘૂમે હજીયે દેશ વિદેશ,
નિજ ભૂમિને માટે ગરજે શો એનો આવેશ!
પુણ્યભર રમ્ય ઉચ્ચ આદેશ,
ભીરુતા નહિ એને ઉર લેશ. ગુર્જરી૦

હિમાલય શા પ્રૌઢ દીસતા મહાશય મુન્શીરામ,
જેનાં પ્રમોદકારી દર્શન મંગલ ને અભિરામ,
દર્શને ખરે પાપના પુન્જ,
આત્મ તો બને નિર્મળી કુન્જ. ગુર્જરી૦

શોકાનલ સંતાપ તાપમાં સળગે આ સંસાર.
ત્રિવિધ તાપના તનખાઓ આ ઉડે જગત મોઝાર,
બળંતા તેમાં માનવ માત્ર,
ચખાડે કોણુ તહિં અમીપાત્ર ? ગુર્જરી૦

એ અમી-પાત્ર ધરી ઉભો તો પંજાબી નર-વીર,
વિશ્વપાદશાહ જગદ્દતીર્થ એ સ્વામિ રામ બલવીર,
ભીંજે એ પુણ્યચન્દ્રિકામાંહી,
શોક સંતાપ જતા વિલાઇ. ગુર્જરી૦

માનસના મોતી ચરનારા લાલા હંસલરાજ,
મથી રહ્યા ત્યાગી નર ઉંચે ચડાવવા શું સમાજ!
હતા ગુરૂદત્ત નયન-આનંદ,
મહાશયજી એ શા સુખકંદ!
ભૂમિ જ્યમ સીંચે સિન્ધુનાં નીર,
સીંચે ત્યમ ઉર કંઇક બલવીર. ગુર્જરી૦

શુભ સ્વર્ગમાંહી વસનારી મંદાકિની પવિત્ર,
જગદુદ્ધારણુ કાજે ઉતરી પુનિત નિર્મળે નીર,
વેરતી પગલે પુણ્યપ્રસાદ,
રહે તહિં લેશ કેમ અવસાદ ? ગુર્જરી૦

મંગલકારી પુણ્યપ્રવાહે કંઇક આત્મ ભીંજાય,
ભવભવનાં આત્માને બાઝયાં કિલ્મિષ અહિં ધોવાય,
ધન્ય સંયુક્ત લલિત શુભ પ્રાન્ત,
રહ્યું જ્યાં વારાણસીનું ધામ. ગુર્જરી૦

હૃદયેશ્વર પ્રાણેશ્વર પ્રભુવર રામ ઉર-આરામ,
નિખિલ જગતનું ભદ્ર કરંતું જેમનું મંગલનામ,
અહીંઆં પ્રકટયા'તા પ્રભુદેવ,
જાનકીપતિ પ્રભુ પ્રાણેશ. ગુર્જરી૦

વૃંદાવનની કુન્જગલીમાં થતો અનાહત નાદ,
કૃષ્ણચંદ્રની ભવ્ય બંસરી વેરે મિષ્ટ પ્રસાદ,
હજ્યે થતાં ગીતાનાં ગાન,
સુકોમળ પ્રેમતણાં રસપાન, ગુર્જરી૦

ભીમસેન બલવીર ધર્મને કૃષ્ણસખા અર્જુન,
ભારતનાં સંતાન ભવ્ય આ, આ ભૂમિનાં સૂત,
દ્રૌપદી પતિપરાયણ માત,
ભીષ્મનાં ભીષ્મવ્રત્ત વિખ્યાત. ગુર્જરી૦

અંહિજ થયા'તા અખિલ વિશ્વનાં આંસુડાં લ્હોનાર,
પરહિતમાં રત બની આહુતિ સ્વાત્મતણી દેનાર,

શીખવ્યો દયાપ્રેમનો પંથ,
અહા એ બુદ્ધદેવ ભગવન્ત. ગુર્જરી૦

આજ ભૂમિમાં માલવિયાજી વેરે વાણી પ્રસાદ,
પવિત્ર ગંગાજળ નિર્મળ શું ચરિત હા ! ઉદાત્ત,
એમનું રમ્ય વિકાર-વિહીન,
ચિત્ત શું દેશભક્તિમાં લીન. ગુર્જરી૦

ધર્મ-ભાવના આર્યજીવનની સતેજ પુનરપિ થાય,
સરસ્વતીસેવનથી ચેતન નૂતન કંઇક પમાય,
ધારીને એવું સુન્દરલાલ,
મથ્યા હિન્દુશારદપીઠ માટ. ગુર્જરી૦

ચિન્તામણિસમ ચિન્તામણિ ને ન્હેરૂ મોતિલાલ,
ભારતદેવીના ભક્તો એ હસ્તે લઇ ફુલ-છાબ,
વધાવે દેવી ભારતમાત,
ઉમળકા ઉછળે ઉરે અમાપ. ગુર્જરી૦

ગોદાવરી કૃષ્ણા કાવેરી વહતી પુણ્ય સરિત,
પાવન કરતી પુણ્યપ્રવાહે ધોતી સર્વ દુરિત,
ઉભાં જ્યાં મંદિર કંઇ પ્રાચીન,
રત્ન ત્યાં દેશ-ભક્તિ વિલીન. ગુર્જરી૦

વીરગર્જના ગુફા છોડીને કરતો આયર રાજ,
સિંહનાદ એ ઝીલી રહ્યો છે આજે સકલ સમાજ,
વૃદ્ધ નરનો શું ક્ષાત્ર-પ્રભાવ,
વદનપર શો છે તેજ જમાવ! ગુર્જરી૦

સતત ઇચ્છતો ભારતહિતને સમર્થ શંકર નેર,
જ્ઞાનાનંદની સંતો લેતા અહિંયાં મીઠી લહેર,
કંઈકની મેધાના ચમકાર,
કંઈકનાં જીવનચરિત ઉદાર. ગુર્જરી૦

અણગણ વેરાયા વીરલા મા! દશેદિશે મશહૂર,
નામાક્ષર શુભ જેના સ્મરતાં ઉછળે પ્રેમે ઉર,
જેમનાં મંગલ પવિત્ર નામ,
જેમનાં જીવનવૃત્ત નિષ્કામ. ગુર્જરી૦

વેદબ્રહ્મચર્યાશ્રમ જીવન જેનાં, વૃત્તિ જેની નિષ્કામ,
સ્મરૂં ન સ્મરૂં હું તોયે જેને જરી ન લાગે ઝાંખ,
ભરતનાં કંઇ એવાં સંતાન,
જેમનાં નામ હૃદય-વિશ્રામ. ગુર્જરી૦

દયાનંદ દાદાની જનની ફિરોજશાહની માત,
આજ સુરત રડતી કાં દેખું ? ક્યાં તુજ મુખ રળિયાત ?

માજી ! તુજ પ્રતિભા અને પ્રતાપ,
ઉડયા રે ક્ષણભર કરી ચમકાર !
શોધું ક્યાં ગુર્જરીનાં સંતાન,
પરાક્રમી ઉજળાં રત્ન મહાન ?

લક્ષ્મી તાળી દઇ નાસે ત્યમ ગયો ત્રિપાઠી સંત,
કુમળી કુંપળ રણુજીતની ખરી મા ! ક્યા દુઃખનો અંત ?
નિરખિ સ્થિતિ હૃદય ભેદાય,
આંખમાં અશ્રુ મા ! નહિ માય. ગુર્જરી૦

અનેક આમ નિરાશામાં મા ! આશા ઉજળી એક,
ગીતા જીવની નિષ્કામ ગાંધીએ જગવ્યો અહિંયા ભેખ,
ગુર્જરી કરશે એ ઉદ્ધાર,
સાધુજન સંતદેવ અવતાર. ગુર્જરી૦

કસ્તુરીએ કસ્તુરીસમ મ્હેંકાવ્યો વન–દેશ,
ધન્ય ધન્ય ગુજરાતણ તુંથી તિમિરમંહિ ઉજેશ,
સ્વામીસહ સત્યાગ્રહ ઝુંબેશ,
ઉઠાવી ધર્યો દિવ્ય તેં ભેખ. ગુર્જરી૦

સેવાધર્મતણી ધરી કફની કરતો ટેલ પટેલ,
ઘુમતો ઝીન્હા સમજી પુરા રાજ્યરંગના ખેલ,

ઘુમતા હારા કંઇ કંઇ સુત,
નહિં નહિં લજવાશે આ! કુળ. ગુર્જરી૦

પુણ્ય સુરભિના પ્રભાવથી આ ખીલશે ગુર્જર દેશ,
દિવ્ય સુલોચન ઉઘાડશે તુજ બાલ તણાંય હમેશ,
થશે તું વરેણ્ય રમ્ય સુબાગ,
દેવજન રમશે અહિં મહા ભાગ! ગુર્જરી૦

ઝળળ કુસુમ્બી ધ્વજનાં જ્યોતિ સઘ નિરખશું માત!
ઉષા ઉઘડશે, પ્રકટ થશે અહિં ઉજ્જવલ પુણ્ય-પ્રભાત!
ઉઘડશે ઉજળો પુણ્ય-પ્રકાશ,
ફળો મુજ સત્વર ચિરની આશ! ગુર્જરી૦

માઘ ૧૯૭૪. કુસુમાકર.



નીચેની લીટીમાં નીચેનાં નામોનો ઉલ્લેખ છે:-

| પૃ. | લીટી. | |
|---|---|---|
| ૩ | ૧ | અશ્વિનીકુમાર દત્ત. |
| ૪ | ૫ | પ્રો. રામકૃષ્ણ ભાંડારકર |
| ૫ | ૧૧ | લો. બા. તિલક. |
| ૭ | ૭ | લાલા લજપતરાય. |

કવિ ન્હાનાલાલનું દિવ્ય પ્રતિભાભર્યું 'ધન્ય હો ધન્યજ પુણ્ય–પ્રદેશ' એ ગીત વાંચ્યા પછી આ કાવ્ય લખવાની પ્રેરણા થઇ છે. ગુજરાતના મહાકવિએ ગુજરાતના ગૌરવનું કંઇક એકરંગી ચિત્ર દોર્યું નથી ? સહૃદય વાચકની કલ્પના આગળ આ કાવ્ય કંઇક જુદોજ પ્રદેશ ઉઘાડશે એવી આશા છે. આ કાવ્યમાં 'જયજય ગરવી ગુજરાત'નો પ્રેમશૌર્યભર્યો ઉછળાટ નથી, 'ગુણવન્તી ગુજરાત'ની મૃદુતા અને મીઠાશ નથી, 'અમારો ગુણિયલ ગુર્જર દેશ'ની ઓજસ ભરી ભવ્યતા કે પદેપદે વેરાયલી રમ્યતા નથી, અરે 'રળિયામણી ગુજરાત'નું ઠાવકાપણુંયે નથી, છતાં જે છે તે, વાચક ! ત્હને સંસારની ક્ષુદ્ર ધડમથલ-માંથી કંઇક ઉન્નત પ્રદેશમાં લઇ જાય એવું નથી ? એક સ્થળે ચિરસ્મરણીય ભાઇ રણજીતરામે લખ્યું છે કે સંતોષના દહાડા બહુ ભોગવ્યા હવે તો રગેરગમાં અસંતોષ ઉછળવો જોઇએ. તદનુસાર અસંતોષનુંજ ગીત છે. હવસની ગઝલોના આનંદમાં ઝૂકતાં ચિત્તને ઘડીભર દેશ–ભક્તિનો દિવ્યાનંદ જો આ કાવ્ય ચખાડશે તો કર્તા તેની કૃતિને સફળ માનશે. સ્વચિત્તના અનુરંજન ઉપરાંત આના સિવાય બીજો હેતુ–બીજી વધારે રમણીય અભિલાષા–કોઇપણ લેખકના હૃદયમાં શી હોઇ શકે ?

લેખક.

પ્રકાશકઃ-કુંવરજી વિઠ્ઠલભાઇ મહેતા.
“ પટેલબન્ધુ ” ઑફિસ, પારસીશેરી, સુરત.

સુરત-ચૌટાના પુલઉપર આવેલા “સુરત સીટી” પ્રીન્ટીંગ
પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.